## ભૂમિકા.

હિંદનો ઐતિહાસિક વીરત્વ અને ભારત મહિલાઓના પુનિત પાતિવ્રત્ય વગેરે નીતિમય પવિત્ર પ્રસગો રંગભૂમિપર યથામતિ રજુ કરી આર્ય નટ્યનિતીનું અદ્યાપિ પર્યંત યથાશક્તિ મેં પાલન કર્યું છે; અને તેમ કરવામાં પરમકૃપાળુ પરમાત્માએ મને જે સાનુકુળતાઓ પ્રાપ્ત કરાવી છે તથા પ્રેક્ષક વર્ગ મારા તે પ્રયાસને પ્રેમપૂર્વક વધાવી લઈ મારામાં જે નવો પ્રોત્સાહ પ્રેર્યો છે તે માટે હું તેમનો અનેક રીતે રૂણી છું.

જમાનાની સાથે નાટક કંપનીઓની શઇલીમાં જરૂરી ફેરફારો થવા જોઇએ. તદનુસાર મોરબી કંપની પણ પ્રાચીન ઉન્નત આર્ય ભાવનાઓ સાથેના લોક શિક્ષણની પોતાની ચાલુ નીતિનું રક્ષણ કરતા ઉપરાત તેમાં અવનવા આલ્હાદક રંગો પુરી પ્રેક્ષકોની જરૂરીઆતો પુરી પાડવા ઉત્સુક છે, અને તે ન્યાયે તેણે આ નાટકદ્વારા જન સમાજના હૃદયને વારવાર દોલાયમાન મુઝવણીમાં નાખનારા "ભાવિ અને પૂરૂષાર્થ" ના પ્રશ્નનુ શક્ય નિરૂપણ કરવાને આ પ્રયત્ન આદર્યો છે.

જીવનમાં આવી પડતી અનેક આકસ્મિક વા નિરંતર આપત્તિઓ પ્રસંગે સાધારણ બુદ્ધિના મનુષ્યો ઘણી વખત હતાશ થઇ જાય છે અને કોઈ વખતે તેઓ પ્રભુના ન્યાયમાં અન્યાય જુએછે. આવા મનુષ્યો પુરૂષાર્થ અને ભાવિના સિદ્ધાંતને બરોબર સમજતા હોતા નથી. અનેક સત્પુરૂષાર્થ અને પુરૂષ પ્રયત્ન છતાં મનુષ્ય પોતાનું ધાર્યું કામ કરી શકતો નથી અને એથી વિપરીત પરિણામ જુએછે ત્યારે સર્વ રીતે મુઝાય છે. એવા સંતપ્ત હૃદયોના સમા

ધાનને માટે એ જાણવું અગત્યનું થઇ પડશે કે, આ જન્મનાં પુરૂષાર્થો ભલે તેવા ઉત્તમ અને પ્રબળ હોય તથાપિ પૂર્વ જન્મના કરેલાં કર્મોના પ્રભાવે તેમના પુરૂષાર્થો કવચિત નિષ્ફળ નિવડછે. તેનુ કારણ પૂર્વ જન્મના પુરૂષાર્થો જેને શાસ્ત્રકારો ભાવી કહેછે, તેજ છે.

આ નાટકના મુખ્ય પાત્ર જયદ્રથ, પાંડવોપર પરાક્રમી વિજય મેળવવા ઘોર તપ આદરેછે. અને હેમલતા વિદુષી હોઇ સ્નેહલગ્ન માટે તપસ્યા કરેછે. પરંતુ ઉભયના પૂર્વ જન્મના પુરૂપાર્થો અર્થાત્ ભાવી વક્ર હોવાથી તેમાં તેમને નિષ્ફળતા પ્રાપ્ત થાય છે. એટલે કે તેમના ભાવિમાં જે નિર્માણ હતુ તેજ થાય છે. પુર્વ જન્મ તથા પુનર્જન્મને નહિ માનનારાઓને આ નાટક પરથી એ બોધ મળી શકશે કે, **अवश्य मेव भोक्तव्य कृतं कर्म शुभाऽशुभम ।** માટે વર્તમાન આપત્તિઓએ પુર્વ જન્મનાં કરેલાં કર્મોનાં ફળ સમજી તે પરથી ધડો લઇને પૂનર્જન્મન્ ભાવી શુભ બાંધવા માટે મનુષ્યે સત્પુરૂષાર્થ કરવો જોઇએ, એ વાત થોડે અંશે પણ આ નાટકથી સમજાશે તો હું મારો શ્રમ તથા વ્યય સફળ થયો સમજીશ.

પાશ્ચાત્ય સંસ્કૃતિ અને જાગ્રતિને પરિણામે આપણે ત્યાં સ્ત્રીઓની મહત્તા અને ઉપયોગીતાનો પ્રશ્ન આજકાલ જનસમાજમાં જોર શોરથી ચર્ચાય છે. આવે પ્રસંગે પ્રાચીન આર્ય સંસ્કૃતિનો ઉન્નત આદર્શ તથા આર્ય પ્રજાની સ્ત્રીઓ સંબંધી ઉચ્ચ ભાવના પ્રેક્ષકો સમક્ષ રજુ કરવી એ મારૂં કર્તવ્ય માનુંછું. એથી આ નાટકમાં મેં દ્રૌપદી, સુભદ્રા અને ઉતરા આદિ ઉત્કૃષ્ટ સ્ત્રી પાત્રદ્વારા એ બતાવવા પ્રયત્ન કર્યો છે કે પ્રાચીન કાળમાં આર્ય વિરાંગનાઓ સંસારનાં નિકટ પ્રશ્ન પ્રસંગે પોતાના પતિઓને અનેક રીતે

ઉપયોગી થઈ પડતી એટલુંજ નહિ પરંતુ તે પ્રસંગે આર્ય સંસા-રમાં સ્ત્રી જાતિનો દરજ્જો સર્વોત્કૃષ્ટ ગણાતો હતો.

આપણા પંચમ વેદ તુલ્ય ગણાતા પવિત્ર મહાભારતમાંથી આ નાટકની વસ્તુ પસંદ કરવામાં આવી છે. મોરબી નાટક કંપની-દ્વારા ભવિષ્યમાં પણ અનેક જાણીતા વિદ્વાનોની સહાયતાથી ઉત્તરોત્તર નવિન અને લોકોપયોગી નાટકો જન સમાજ સમક્ષ રજુ કરવાને પ્રભુ મને સામર્થ્ય આપે.

અશાડ શુકલ ૫મી સંવત ૧૯૭૩<br>મુબઈ. } મુળજી આશારામ ઓઝા.



શ્રી ગણેશાય નમઃ

# ભાવિ પ્રાબલ્ય

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

---

### અંક ૧ લો.

મંગળાચરણ:—સૂત્રધાર અને નટી વચ્ચે પુરૂપાર્થ અને ભાવિ સંબંધી વિવેચન.

પ્રવેશ ૧ લો:—કામ્યકવન. વનવાસના બારમે વર્ષે કામ્યકવનમાં આવી રહેલા પાંડવોને ત્યાં, દુર્યોધનના સમજાવવાથી દુર્વાસાનું ભોજનનો સમય વિતાવી એક હજાર શિષ્યો સહિત અતિથિ થવું. અક્ષય પાત્ર ધોઇ નાખવાથી વિમાસણમાં પડેલાં દ્રૌપદીનું દુર્વાસાના ભયથી ચિંતાગ્રસ્ત થઇ શ્રી કૃષ્ણની આરાધના. દ્વારિકામાં પોઢેલા શ્રી કૃષ્ણનું સતિની વિપત્તિ જાણી નિંદ્રામાંથી જાગી ઉઠવું અને ત્યાં જઇ તેનુ સાન્ત્વન કરવું. અક્ષય પાત્રપર ચોંટેલું ભાજીનું પાંદડું પ્રાશન કરી વિશ્વને તૃપ્ત કરવું.

પ્રવેશ ૨ જો:—જયદ્રથના અંતઃપુરનું ઉદ્યાન. સમવયની દાસીઓની શૃંગારિક ચેષ્ટાઓ, ત્યાં જયદ્રથનું આવવું, અને વિકારી દ્દષ્ટિથી દાસીઓ સાથે વાર્તાલાપ છુપાઇને મહારાણી દુઃશીલાનું સાંભળવું. પતિની સ્નિગ્ધ દ્દષ્ટિ જોઇ પ્રત્યક્ષ થવાથી સહુનું સ્તબ્ધ થવું.

ટેબ્લો.

**પ્રવેશ ૩જો—સરિતાતટ.** સ્નાન સંધ્યા કરી પરવારેલા દુર્વાસાને શ્રીકૃષ્ણના મોકલવાથી સહદેવ નકુલનું જમવા માટે બોલાવવા આવવું. શ્રીકૃષ્ણના પ્રભાવથી ક્ષુધા શાન્ત થવાથી ઓડકારપર ઓડકાર ખાતા બ્રાહ્મણોનું નાશી છુટવું.

**પ્રવેશ ૪થો—દુ:શીલાનું અંત:પુર.** ઉદ્યાનમાં મહારાજની દ્રષ્ટિએ પડેલી શોભનાને દુ:શીલાએ ઠપકો આપવો. જયદ્રથનું આગમન. શાલ્વ રાજાની પુત્રીને પરણવા જવાની પોતાની ઇચ્છા દર્શાવવી. પતિનું મન ચલિત જોઇ દુ:શીલાએ શોભનાને હેમલતાનું મન ફેરવવા શાલ્વ નગર મોકલવી.

**પ્રવેશ ૫મો—હેમલતાનું રાજભુવન.** આશાસાગરમાં તણાતી હેમલતાએ શોભનાનુ મન ફેરવવાથી જયદ્રથ પ્રત્યે ઉદાસ થવું તથા એવા શઠ પતિને નહિ પરણવાનો નિશ્ચય કરવો.

**પ્રવેશ ૬ઠો—કોટિકાસ્યનું ઘર.** તેના ગ્રહસંસારનું ચિત્ર.

**પ્રવેશ ૭મો—કામ્યકવન.** શાલ્વ નગર પરણવા જતા જયદ્રથનું કામ્યકવનમાં દ્રૌપદીને જોઇ મોહાશક્ત થવું. પાંડવો મૃગયા કરવા ગયા છે એ લાગ જોઇ દ્રૌપદીનું હરણ કરી પોતાના નગર તરફ નાશી જવું.

**પ્રવેશ ૮મો—પતિવ્રતા ગાન્ધારીનો રાજમહેલ.** (ધૃતરાષ્ટ અંધ હોવાથી તેમના પત્નિ ગાન્ધારી દેખતા છતાં, આંખે પાટા બાંધી અંધ રહેતાં જેથી અન્ય પુરૂષ દ્રષ્ટિએ ના પડે એવાં એ મહાન્ પતિવ્રતા હતાં). દુ:શીલાનું રીસાઇ પીયર આવવું. માતાનો પુત્રીને પતિ પ્રત્યેનો સદુપદેશ. ભોજાઇએ કરેલું સાંત્વન. દુર્યોધન તથા શકુનિએ આવી

જયદ્રથે કરેલા દ્રૌપદીહરણની વાત કરવી. દુઃશીલાનું ચિંતાગ્રસ્ત થવું અને પોતાને ઘેર પાછા જવાના વિચારો જણાવવા.

**પ્રવેશ ૯મો—જંગલ.** દ્રૌપદીને લઇ નાશી જતા જયદ્રથને પાંડવોએ પકડી પાડી દાસ બનાવવો. દ્રૌપદીએ માત્ર નણંદના સૌભાગ્યને ખાતર તેને બંધન મુક્ત કરવો. દુષ્ટ જયદ્રથની છાયા પડવાથી દોષમુક્ત થવા દ્રૌપદીએ અગ્નિને પ્રદીપ્ત કરી તેમાં પ્રવેશ કરી દોષમુક્ત થવુ. સર્વેનું આશ્ચર્ય થવુ.

## ટેબ્લો.

### અંક ૨ જો.

**પ્રવેશ ૧લો—નિર્જનવન.** પાંડવોનુ અપમાન ખમેલા જયદ્રથનો પશ્ચાત્તાપ. કોટિકાસ્યનુ આવવુ. બંને વચ્ચે અન્યોક્તિમાં હાસ્યજનક. ગઇ ગુજરી વાતનો વિનોદ. જયદ્રથનો પાંડવોને પરાજય કરવા માટે તપ કરવાનો નિશ્ચય. કોટિકાસ્યનું જયદ્રથ બની શાલ્વ નગર હેમલતાને પરણવા જવુ.

**પ્રવેશ ૨જો—હેમલતાનું ભુવન.** જયદ્રથની બદલીમાં કોટિકાસ્યનું શાલ્વ નગર આવવું. હેમલતાનુ પોતાની બદલીમાં દાસી તરલાને પરણાવવાની યુક્તિ કરી અદ્રશ્ય થવું.

**પ્રવેશ ૩જો—જંગલ.** તપ કરતા જયદ્રથ પાસે પોતાને ઘેર જતી દુઃશીલાનું આગમન. અરસપરસ ઓળખાણ. જયદ્રથનું પૂનઃ તપમાં આરૂઢ થવું અને દુઃશીલાએ હસ્તિનાપુર પાછું જવું.

**પ્રવેશ ૪થો—નિર્જનવન.** હેમલતાનું જંગલમાં ભટકતાં એક વૃક્ષ નીચે નિદ્રાવસ્થિત થવું. સ્વપ્નમાં વિધાત્રીએ કરેલું

ભાવિ સુચન. અરણ્યમાં ફરતા એક બાવાએ નિદ્રાવશ ઉપાડી ચાલ્યા જવું.

પ્રવેશ ૫મો—જયદ્રથનો આશ્રમ. હેમલતા જાગ્રત થયા પછી બાવાની ઉપકાર બદલ અયોગ્ય માગણી. અરસપરસ વાદ વિવાદથી જયદ્રથનું સમાધિમાંથી જાગ્રત થવું. તેને જોઇ બાવાનું નાશી છુટવું. હેમલતાનું જયદ્રથ પર મોહાસક્ત થવું અને રાત્રિને વિષે પર્ણકુટીમાં રહેવાની માગણી. જયદ્રથે હા પાડી સાવચેત રહેવાની ભલામણ કરવી.

પ્રવેશ ૬ઠ્ઠો-કોટીકાસ્યનું ઘર. તરલા અને કોટીકાસ્ય. હાસ્ય જનક ભેદ ખુલવો. ઠગને ઘેર ઠગ મેહમાન, બંને ભાવિને આધિન.

પ્રવેશ ૭મો—જયદ્રથનો આશ્રમ. ક્ષણિક સ્રીના સમાગમથી કામવશ થયેલા જયદ્રથે પર્ણકુટી પાસે આવી હેમલતાને નિદ્રામાંથી જાગ્રત કરવી. હેમલતાનો સદુપદેશ. જયદ્રથે પોતાના કૃત્યમાટે પશ્ચાતાપ કરી પાછા તપમાં આરુઢ થવું, દુ:શીલાનું આગમન. એક બીજાની અરસપરસ ઓળખાણ.

પ્રવેશ ૮મો—વિરાટ નગર. ઉતરા અને અભિમન્યુનાં લગ્ન. બંનેનું પ્રેમમીલન.

પ્રવેશ ૯મો—જયદ્રથનું સમાધિસ્થાન. તપ કરતા જયદ્રથને મહાદેવ પાર્વતીનું વરપ્રદાન દુ:શીલા તથા હેમલતાનું આવવું. દુ:શીલાએ કરેલો જયદ્રથ અને હેમલતાનો હસ્તમીલાપ.

પ્રવેશ ૧૦મો—વિરાટ નગરમાં લગ્નમંડપ. પાંડવોને રાજ્ય અપાવવા સગાંસંબંધીઓના વિચાર. શ્રીકૃષ્ણે વિષ્ટિ લેઇ હસ્તિનાપુર જવાનો નિશ્ચય.

—

## અંક ત્રીજો.

**પ્રવેશ ૧લો—આશ્રમ.** પોતાના પુત્ર જયદ્રથનુ ભાવિ સુધારવા વાનપ્રસ્થ થએલા વૃદ્ધક્ષત્ર રાજાએ તપ કરી જયદ્રથનુ માથું જેના હાથથી પૃથ્વીપર પડે તેના માથાના પણ ચૂરેચૂરા થઇ જાય એવો વરપ્રદાન મેળવવો. મહાભારત યુદ્ધમાં જવા તૈયાર થએલા જયદ્રથે આવી પિતાની આજ્ઞા માગવી ભાવિ સૂચના અને શુભાશિષ.

**પ્રવેશ ૨જો—પાંડવોની છાવણી.** ભીષ્મ પડયા પછી દ્રોણની વ્યુહરચના. સર્વેનો ગભરાટ. યુધિષ્ઠિરને મુશ્કેલીમા આવી પડેલા જોઈ અભિમન્યુનુ ચક્રવ્યુહને તોડવાનુ બીડું ઝડપવુ.

**પ્રવેશ ૩જો—કૌરવોની છાવણી.** દુર્યોધનને તેની રાણી ભાનુમતીની સંધિ કરવાની શિખામણ જયદ્રથનુ ચક્રવ્યૂહમા મોખરે આધિપત્ય.

**પ્રવેશ ૪થો—પાંડવોની છાવણી.** ઉત્તરાનુ આગમન. તેના મુગ્ધ મનોવિકારનુ અભિમન્યુએ કરેલું સાન્ત્વન. યુદ્ધપ્રયાણ.

**પ્રવેશ ૫મો—રણક્ષેત્ર.** ચક્રવ્યૂહમાં વીર અભિમન્યુનો પ્રવેશ તેનું ૭ મહારથીઓથી પતન.

**પ્રવેશ ૬ઠ્ઠો—પાંડવોની છાવણી.** અભિમન્યુના મરણથી પાંડવોનો શોક. શ્રી કૃષ્ણનું સાંત્વન. અર્જુનની સૂર્યાસ્ત પહેલાં જયદ્રથને મારવાની ભીષણ પ્રતિજ્ઞા.

પ્રવેશ ૭ મો- જયદ્રથની છાવણી. અર્જુનની પ્રતિજ્ઞા સાંભળી ભયભીત બનેલા જયદ્રથનો રણક્ષેત્ર છોડી નાશી જવાનો સંકેત. દુર્યોધનનું આગમન. રાણીઓએ ઉત્સાહ આપી બળાત્કારે રણક્ષેત્રમાં મોકલવો.

પ્રવેશ ૮ મો—રણક્ષેત્ર. સૂર્યાસ્ત થવાને થોડી વાર હોવાથી ગભરાટમાં પડેલા અર્જુનની શ્રીકૃષ્ણને વિનંતિ. ગ્રહણ પ્રયોગ. સૂર્યાસ્ત માની હર્ષભેર બહાર નીકળેલા જયદ્રથનું અર્જુને મસ્તક ઉડાવી, સૂર્યને અર્ઘ્ય આપતા વૃદ્ધક્ષત્ર રાજાના હસ્તમાં મૂકવું. મસ્તક પૃથ્વીપર પડતાં તેના મસ્તકના પણ ચૂરેચૂરા થવા. ભાવિનું પ્રાબલ્ય. વીર યોદ્ધાઓની સદ્ગતિ. અભિમન્યુ તથા જયદ્રથનુ દેવરૂપે રાગદ્વેષરહિત વિમાનમાં બેસી સ્વર્ગગમન. ભાવિ પ્રાબલ્ય દર્શાવનાં વૃદ્ધ ક્ષત્ર રાજાનું સ્વર્ગગમન.



# મુખ્ય પાત્રો.

શ્રીકૃષ્ણ—પાંડવોના સહાયક, મહાભારતના યુદ્ધનાનેતા, સોળ કળાયુક્ત ઈશ્વરી અવતાર.

યુધિષ્ઠર—
ભીમસેન—
અર્જુન— —પાંચ પાંડવો.
સહદેવ—
નકુળ—

અભિમન્યુ—અર્જુનનો પુત્ર.

દ્રુપદ—પાંચાલ દેશનો રાજા, દ્રૌપદીનો પિતા

વિરાટ—વિરાટ દેશનો રાજા, ઉત્તરાનો પિતા.

ધૃષ્ટદ્યુમ્ન—દ્રૌપદીનો ભાઇ.

જયદ્રથ—સિંધુ દેશનો રાજા, વૃદ્ધક્ષત્ર રાજાનો પુત્ર, દુર્યોધનનો બનેવી.

દુર્યોધન—હસ્તિનાપુરનો પાટવી.

લક્ષ્મણ—દુર્યોધનનો પુત્ર

દુઃશાસન—દુર્યોધનનો ભાઇ.

કાળકેતુ—દુઃશાસનનો પુત્ર.

દ્રોણ—કૌરવને ધનુર્વિદ્યા શીખવનાર આચાર્ય.

અશ્વત્થામા—દ્રોણનો પુત્ર.

કર્ણ—કૌરવનો મહાન્ યોદ્ધો.

વૃદ્ધક્ષત્ર—જયદ્રથનો પિતા.

**શકુનિ**—દુર્યોધનનો મામો
**કૃપાચાર્ય**—પાંડવ કૌરવના આચાર્ય.
**દુર્વાસા**—ઉગ્ર તપેશ્રી.
**કોટિકાસ્ય**—જયદ્રથના અંતઃપુરનો રક્ષક.
**ધૌમ્ય**—પાંડવોના પુરોહિત.

---

# સ્ત્રી પાત્રો.

**દ્રોપદી**—દ્રુપદ રાજાનાં પુત્રી, પાંચપાંડવના પત્ની.
**સુભદ્રા**—શ્રીકૃષ્ણનાં બ્હેન, અર્જુનની પત્ની.
**ઉતરા**—વિરાટ રાજાની પુત્રી, અભિમન્યુની પત્ની.
**ગાન્ધારી**—દુર્યોધનની માતા. ધૃતરાષ્ટ્ર રાજાની પત્ની.
**દુઃશીલા**—દુર્યોધનની બ્હેન. જયદ્રથની રાણી.
**ભાનુમતી**—દુર્યોધનની રાણી.
**હેમલતા**—શાલ્વ રાજાની પુત્રી, જયદ્રથની નવી રાણી.
**શોભના**—દુઃશીલાની વિશ્વાસુ દાસી.
**તરલા**—હેમલતાની વિશ્વાસુ દાસી, પાછળથી કોટિકાસ્યની નવી સ્ત્રી.
**તરંગિની**—કોટિકાસ્યની સ્ત્રી.

તે સિવાય—શિષ્યો, મિત્ર, અનુચરો, સિપાહીઓ, પરિચારિકાઓ, વગેરે વગેરે.

---

श्री गणेशायनमः ॥

# ભાવિ પ્રાબલ્ય નાટકનાં ગાયનો.

## મંગળાચરણ.

સૂત્રધાર--

કરું નમન મહેશ્વર! વાર વાર,
શિવ શક્તિ વ્યાપક ઠાર ઠાર—કરું.
રચના ભિન્નભિન્ન, રંગી અવિછિન્ન,
માયા મમતા માર માર--કરું.
અકળ કળા અવિનાશી તારી,
જેનો નાવે પાર પાર—કરું.
જગત્ રૂપી નાટકમાં આ નાટક,
સૂત્રધાર, કિર્તાર! તાર—કરું.

સૂત્રધાર- ૨

ભાવિને કોઈ નવ પહોંચે, ભલે પુરૂષાર્થને કોચે-ભાવિને.
પુરૂષાર્થમાં રાખે ન ખામી, બળ બધું ઉલેચે,
ભયંકર શસ્ત્ર અસ્ત્ર સજીને, વિમાનમાં ચડે ઉંચે;
નીચે પડતા સોચે-ભાવિને.
વશ કર્યા વરુણ વાયુ વીજળી, વિજ્ઞાન વિદ્યા મથી,
તદપિ अवश्यं भाविनो भावा भवन्ति महतामपि;
ભલે ચડે છેક ટોચે-ભાવિને.

**નટી—** ૩

આપ કહોછો જેને ભાવિ, પ્રભુ! આપ કહોછો જેને ભાવી;
પૂર્વ કર્મના અદષ્ટ ફળની, એજ એકજ છે ચાવી—પ્રભુ!
કર્મ પ્રમાણે વેગ બુદ્ધિનો, શુભ અશુભ મૂકે ભારી;
એ કારણથી સર્વ મનુષ્યો, પુરુષાર્થમાં જાય હારી—પ્રભુ!
સુખ ઈચ્છીને સર્વ પ્રાણીઓ, બીજ યત્ન દે વાવી,
સફળ અફળ વા વિષ અમૃતમય, તેને દેશે કોણ બનાવી—પ્રભુ

**દ્રૌપદી—** ૪

તમે નટવર' હૃદયે વસજોરે દ્રૌપદીના વિરામ,
દીન આ દ્રૌપદીના વિરામ (૨)
અવરણમાં અમે ભુખાં પડ્યાં પ્રભુ! ભટકી ભટકી છવ જાય;
ઘર બળ્યા અમે વન વસ્યાં ત્યારે, વનમાં લાગી લાયરે-દ્રૌપ
બેલી કહું કે બંધુ કહું ત્યારે સાચા છો યદુનાથ!
ભવસાગરે મમ ભની નાકાના, સુકાની રહેજો સાથરે-દ્રૌપદીના

**પાંડવો—** ૫

તમને દુઃખની વાત અમારી માધવ! શું કહીયેરે
અમને સાચા ઓથ તમારી—માધવ.
**દ્રૌપદી**—માધવ કહેતાં દુઃખની વાત, મારૂં હૈયું નવ રહે હાથ
અમારા બેલી છો જગનાથ!—માધવ
ભરી સભામાં ચીર ખેંચ્યા, જોતાં પંચ ભરથાર;
રોતી કકળતી અબળા વ્હારે, આવ્યા શ્રીગોપાળ-માધવ
**પાંડવો**—બાર વર્ષ વનવાસ ભોગવ્યો, રહ્યો ગુપ્ત નિવાસ;
તે પણ તરશું સાથે તમારી, અંતરમાં અવિનાશ-માધવ.

શ્રીકૃષ્ણ—પૂર્વ સંબંધે આવી મળો જે કર્મ વિધિએ નિર્માંયું;
હું તમથી જુદો નથી, છો પાંડવ મારા પ્રાણ;
ધીરજ ધરીને રહીયેરે—તમને.

પરિચારિકાઓ— ૬

વ્હાલી લાગે વ્હાલા કેરી વાટરે,
એવું જાણી વ્હાલમ વ્હેલા આવજોરે;
મીઠી લાગે સજુણાની વાતરે—એવું.
પવન લ્હેરથી વેલીઓ, કેવી આ લચકાય;
પણ પતિ વિરહે હૃદય મુજ, આકુળવ્યાકુળ થાય.
કેવાં હોંસે રમે, નરનારીઓરે,
કેશર જળથી ભરી પીચકારીઓરે—એવું.
વાવલીઆ વૈશાખના, ઉના ઉના અતિ વાય;
વસમા દિન વર્ષાતણા, પિયુથી પલળી જાય.
ગાજે ઘનને નાચે કદે મોરલારે,
રમે સરોવરમાં કેવાં સારસ જોડલારે;
વિરહી હૈયાં શીતલ સમીરે કોરાયજો,
જળમાં પોયણીની પાંખો દરી જાયજો.—એવું.

પરિચારિકાઓ— ૭

તમે અમમાં અધિક શું જોયુરે, ચતુર શિરોમણી રાજ!
અમારા ચતુર શિરોમણી રાજ!
ખીલતી નયની મુગ્ધા આગળ પ્રૌઢા ઝાંખી જણાય;
જોબન જાતાં વાર ન લાગે, જેમ ઋતુ બદલાય–અમારા.
પારસ સમ મહારાણી અમારાં, દાસી જાણો કુથીર;
ભલે સુંવાળું હોય કદી પણ, સુતર થાય ન હીર–અમારા;

જોબનથી તમે જોતા હશો ભલે, અમમાં હાલ પ્રકાશ;
પણ ખીલેલું પુષ્પ રહે શું સુંદર બારે માસ.—અમારા.

શોભના— ૮

રાજાજી! નોકર અમે રણુવાસનાં,
નથી અંગવસ્ત્રો ભૂપતિ વિલાસનાં—રાજાજી!

જયદ્રથ—છો દાસી તમે મીઠા મન્મથને મનાવવા,
રાણીની લ્હાણુ દેવા હું આવ્યો છું મણાવવા;

શોભના—ઓ રાજ! શું સમજી, આનું બોલો પ્રકાશમાં-રાજાજી!

જયદ્રથ—પેખી સુંદર ફૂલ કળી કોમળ મધુકર મોહ્યો આશે;
રસનો ભોગી રસ ચાખ્યા વિણુ, આશા ભંગ કેમ જાશે?

શોભના—...........ઓ...રાણી આવ્યાં!!

જયદ્રથ—.............ના...નથી આવ્યાં;

શોભના-રાજવી! કંઈ લાજો, મુંગા જાઓ અવાસમાં-રાજાજી!

દુ:શીલા— ૯

કંઠે કર નાખી, હીંડોળે હીંચતાં;
હસતાં રમતાં જમતાં અમૃત ઝીલતાં.
સુંદર પંખો હર્ષ ભેર હું ઢોળતી,
પ્રિય સેવાના કોડ પૂરવા ખોળતી.
સુગંધમય ફૂલપાંખડીઓપર પોઢતાં,
દીપકથી ત્યાં વદન રૂડાં બેનાં ઓપતાં.
પ્રેમદીપ તેમાં બન્ને પ્રકટાવતાં,
સર્વ સ્થળ રસાળ પ્રેમ થકી ભાળતાં.
કોઇ વેળા બેસી બેય અગાશી,
ચકોર સમ પીતાં ચંદ્રામૃત પ્યાસી.

એવા સુખના દિવસો પ્રિયતમ વહી ગયા,
વહી જશે તેમ વિયોગના દિન દોહ્યલા.

શોભના— ૧૦

જગત્ નિત્ય નૂતન જોશો તો ! જગત્ નીત્ય નુતન;
ફસ્યા મોહમાં જન—જોશો તો ?
જાય તેવા નવ આવે દિવસો, અચળ નહિ યૌવન;
દુનિયા દેખે તેવુ શીખે, અવનવાં વર્તન—જોશો તો ?
પરાધીનતા જોવી હોય તો જઇ જુઓ રાજભુવન;
દંભ ડોળ જો જોવા હોય તો, જઈ જુઓ ધર્માસન-જોશો તો ?
વ્યભિચાર જો જોવા હોય તો, જઈ જુઓ પનઘટ નયન;
કુળવાન જો જોવા હોય તો, જઈ જુઓ કન્યા કથન જોશો તો ?

દુ:શીલા—સર્વ સાર શોધી વળી, જેવું હતું તુજ મન,
પણ જગતમાં હોય નહિ ! એક સરખું વર્તન-જોશો તો ?

હેમલતા— ૧૧

રે...કોઇ આવો બતાવો, આ ભેદને ભણાવો,
દીન બાળાના પ્રશ્નને સમાવો;
અંતર ઉઘાડવાના ઠામ ને ઠેકાણા કોઇ,
સહચરીઓ સ્નેહથી સમજાવો (૩)—રે...
મનને મનમાં મુંઝાઇ મરૂં, કોઈ લાયક રાજવી શોધતી;
હૃદયે નવ આ મને રુચતા, નથી અંતરમાં શાન્તિ થતી.
મમ હ્રદયમંદિરે, દેવસમ આત્મમણિ કેવા હશે ?
કહો જોતાં શું મનડું લોભાવશે !
અંતર ઉંડું ઉભરાવશે (૨)—રે...

હેમલતા— ૧૨

રમતીતી (૨) વિશ્વબાગમાં, મન કલ્પિત સ્વામી મનાવતી;
ફરતીતી (૨) પુષ્પપરાગમાં, ભ્રમણુ ભ્રમણુ નિહાળતી.
ગોરી મટી મુગ્ધા બની, સૃષ્ટિ અનેરી નીરખતી;
મુગ્ધભાવ જગાવતી, કંઇ કંઈ મનોરથ બાંધતી–રમતીતી.
આવી અચાનક વાદળી, વિભ્રમ વિષમ વર્ષાવતી;
અર્પું હ્રદય કે ના હજુ, હીચોળે ચિત હીંચાવતી–રમતીતી.

સખીઓ— ૧૩

કુળવંતી ! તુ તો પરણ્યા પહેલાં, પિયુપર કરતી રોષરે,
રાજપુત્રી ! આ તારો છે, સ્વતંત્રતાનો દોષરે;
ઘેર બેઠા મન માન્યુ મળે તો, કોણ જાય દૂર કોષરે...થામા બેલી
કુળવંતી.

સહુ ઇચ્છે મનનું માન્યુ, કહે તેવું કોણજ પામ્યું?
કર્મ સંજોગે જે મળ્યા, માન તેમાં સંતોષરે...કામ
કુળવંતી.

માતપિતા જેથી પરણાવે, સુશીલ પુત્રી સ્વર્ગ બિછાવે;
પોતામાં જો હોય કળા તો, રંગે રમે ભરી પોષરે...રંગરેલી
કુળવંતી.

મનનું ધાર્યું થતુ હોય, તો પછી બીજું શું જોય;
ભાગ્ય કોઇનું નવ પલટાયે, જોશી જુવે ભલે જોશરે...
સુણ હેલી...કુળવંતી.

મિત્ર— ૧૪

સુખદુઃખની દેનારી, અજબ ઘડી છે નારી;
પુરૂષ જાય કંટાળી, તોય ગમે પ્રાણ પ્યારી (૩) સુખ.

ઘડીકમાં એ ધંધ મચાવે, ઘડીક હમી દે તાળી;
ઘડીકમાં ખાંતે ખતરાવે, ઘડીક ગાળાગાળી...તોય (૩) સુખ.
રામા રમાડવી સ્હેલ છે, વિફરી મહા મુસ્કેલ;
સંસાર ધુંસરે જોડની, જેમ ગાડીનો બેલ.
રોતી કહેતી સવે લેતી, હઠમાં નહિ હઠનારી;
ખોટું બોલવું એ નો જાણે બનાવતી હુશીઆરી- તોય(૩)સુખ.
ભીરૂં ઘરમાં જ્યાં ત્યાં ડરતી શીવજી શ્રગી ભાળી;
અવગુણમાં એક ગુણ રહ્યો છે, પુરૂષને પોષનારી–તોય(૩)સુખ.

જયદ્રથ— ૧૫

સુંદરી! માનુ ભાગ્ય હું મારૂં, થયુ દર્શન આજ તમારૂ,
ચંદ્ર ઉતર્યો જાણે ભૂતળે, કે સૂર્ય કિરણ વદને ઝળહળે,
અથવા અપ્સરા ઈન્દ્રની ચાર—થયું.
થયો મહેમાન માનિની? તમારો આપો આદરમાની પાડ મારો,
દીસો છો દેવી બહુ લજ્જાળુ–થયુ.

દ્રૌપદી— ૧૬

તુજ વાણી મેં તો જાણી, નથી મેહમાનની એંધાણી;
નવ હોય અતિથિ રીત આવી, ધુર્ત વિદ્યા તેં બતાવી;
તુંથી છું ભાઇ! અજાણી–નથી.
ભારબોજ મહેમાન સંભાળે, તો તો આદર ઉત્તમ ભાળે;
મેહમાન જેવી મેહમાની, લાયકને મળે મીજબાની;
નથી તેવી તારી વાણી–નથી.
મેહમાન થાતું છે ઓશીયાળું, માન પામે હોય વિવેકવાળું;
કદી થયો અતિથિ ક્યાંઇ, કે આવ્યો પ્રથમજ આંહી?
જો જો અક્કલ બધી વેરાણી!–નથી.

ભાનુમતી—　　　　　　　　૧૭

સૌભાગ્ય કેરી શ્રેષ્ઠતા, કાન્તા થકી અંકાય છે;
પતિએ તજી હોય તોપણુ, સૌભાગ્યને ચહાય છે.
છતાં સર્વદા કામી નર તો, અવરમાં લલચાય છે;
માનીની બીચારી અંતે, સહનશીલ તો થાય છે.
લગ્નની મજબુત ગાંઠે, બાળા તો બંધાય છે;
ભલો ભુંડો હોય તોપણુ, સૌભાગ્યને ચહાય છે.

દુ:શીલા—રીસાવું મનાવું એ પણુ પ્રેમનો પ્રકાર છે;
વિયોગ સંયોગ હોજ તોજ, પ્રેમ પારાવાર છે.
પરણ્યાથી સમજાય છે, પ્રેમ આ સંસાર છે;
લગ્ન લ્હાણુ એ પણુ, એક પ્રેમનો બજાર છે.

જયદ્રથ—　　　　　　　　૧૮

શાને મન તું શોચ કરે,
વિધિ નિમિત કયાંથી ફરે!　　　—શાને.

પ્રિયા પિયર ગઇ રોતી, શાલ્વ પુત્રી વાટ જોતી;
ત્રીજી વચમાં મળી રૂપાળી, તેને જોઇ કુમતિ ધારી—શાને.
સૃષ્ટિ સૌંદર્યથી અનેરી, ભિન્ન ભિન્ન દીસે સોનેરી;
પરકીયા પ્રિયા તેં ધારી, શી સુજી આ મતિ નઠારી—શાને.

કોટિકાસ્ય—　　　　　　　　૧૯

જો નસીબ આપે યારી, તો રંક બને અધિકારી:
કરૂં કળા હું કામણુગારી, કન્યાને વશ કરનારી.
શાલ્વ નગરમાં જઇને મારૂં, ટાઢા પહોરની ગપ;
સિંધુરાજ હું જમાઇ તમારા, પોતે ખુદ જયદ્રથ;
કરો લગ્નની તૈયારી—કરૂં.

જમાઈ શાલ્વનો જાહેર થાતાં, બનીશ મોટો ભૂપ;
પાણી પી ઘર પૂછવાથી, સમજી થાશે ચૂપ;
જઈ વરૂં રાજકુમારી—કરૂં.

હેમલતા— ૨૦

જાણી જાણી જગની રીતિ જાણી, હું તો બહુ મુઝાણી,
એની નહિં થાઉં રાણી;
માતા મારી રાજથી લોભાણી, કોને કહું મુજ કહાણી,
તું છો સખી મુજ શાણી!
અંજાઈને કુળ લાજમાં, દે ગુણ હીણુ ભરથાર;
ફુલસમ કુમળી પુત્રીને, ધરે અગ્નિ મોઝાર.
અંતરની અભિલાષાઓ, કન્યાની નવ જોશે,
સાસરે જઈ બીચારી, આખો ભવ તે રોશે.
જગમાં જાળ રૂઢીની પથરાણી, બાળા બહુ કચરાણી;
જીવતર કરે ધુળધાણી—જાણી.

હેમલતા— ૨૧

પરણીને પરાધીન થાવું, સાસરીયામાં જાવું રે સખી! (૨)
સ્વામી સલુણો હોય નહિ તો, ટાઢે છાંયે સુકાવું રે સખી! (૨)
પરણ્યા પહેલાં ચિત્ત હરે તો, સાકર દુધે ભેળાવું;
રસિક વર વિના દીન રાત્રી, જોબનમાં કરમાવું—પરણીને.
પ્રેમ વિનાનું પરણવું એ, ભુખ વિના જેમ ખાવું;
સ્વામી સાથે મન વિનાનું, રાગ વિના જેમ ગાવું—પરણીને.
નણુદલ વીરા હોય જો સારા, તો તો સોહાગણ થાવું;
સરખે સરખી જોડ મળે તો, ગંગામાં જેમ ન્હાવું—પરણીને.

જયદ્રથ— ૨૨

મારા દોષને વિસારી, ક્ષમા કરજે પ્રિયા!
આર્ય ધર્મને ધરી, ક્ષમા કરજે પ્રિયા!
કર્યો પ્રેમનો મેં ભંગ, નવ ચડયો તારો રંગ;
હું ભોગી થયો જોગી, રહ્યો બેઉથી વિયોગી—મારા
કીંમત તારી મેં ન આંકી, તારી શિખ નવ સાંખી;
બન્યું કુંદન પિતળ તાપ દેતાં અચળ—મારા.
હું ગુણનો ભંડાર સમજે સંસાર સાર;
પતિવ્રતા તું ખરી, મેં શઠતા આદરી.
નાશ પાંડવનો કરવા પ્રતિજ્ઞા પ્રિયા!
મારા તપની કરીશ ન અવજ્ઞા પ્રિયા!—મારા.

હેમલતા— ૨૩

વિધી અંકો લખતા ભૂલ્યા કે, કર્મ તણો આ ન્યાય છે!
જયાં ત્યાં જગમાં કર્યાં કજોડાં, એ મોટો અન્યાય છે—વિધી.
અતી મનોહર રૂપવંતી બાળા, કંથ તેને વળી ગુણ હીણ કાળા;
કામના કાળીને કંથ રૂપાળા, એનું મન મુઝાય છે—વિધી.
લક્ષ્મીવાનને વંધ્યા દીધી, અજના વાંધા ત્યાં સંતતી કીધી;
એક બીજાનો ઉલટો વિધી, બન્ને બહુ અકળાય છે—વિધી.
નાગરવેલને નિષ્ફળ કીધી, અમર વેલ દીર્ઘાયુ કીધી;
રાજ અમલને અંધતા દીધી, અજાયબી એ થાય છે!—વિધી.

હેમલતા— ૨૪

નાજુક નેહ ભીના રસ યોગી, જોતાં કંઈ કંઈ થાય છે!
ઉંડા અંતરનો ઉપસાગર, ઉમળકે ઉભરાય છે—નાજુક.

અજ્યું જોવાય નહિ, આંખોની ઝીકી સામે,
દિલ ખોલાય નહિ, દિલારામ સામે;
કંઇક બોલું! હૃદય ખોલું!
ઉરે એમ થાય છે, દિલ શરમાય છે—નાજુક.

બાવો— ૨૫

સચ્ચા મય હુવા ખંતસે સંત,
જાનું સબ મંત્ર જંત્ર કે તંત્ર;
વાહ ભાઇ સંત, વાહ ભાઇ સંત—સચ્ચા.
દિલસે દામ કામ રટત હું મુખસે ભજું ભગવંત,
માલપુડા ઔર મીઠાઇ મુફતમેં લેઉં લગાવી તંત:
ગાંજેકા દમ વો શમ દમ હય મધ્ય બડા મહંત,
કોઉ રામકી રસીક મીલ જાવે તો ખેલું હોળી બસંત-સચ્ચા.

૨૬

બાવો—ચલો પ્યારી રસીલી હમારી સંગે,
ખુબ અમન તું કર, ચમન તું કર, રમણી રંગે-ચલો.
હેમલતા—ધુતારા ઠગારા દુર જાને બલા,
બાવો—હાથ આઈ હય છોડું ન શશીકલા (૨)
હેમલતા—જા અરે જા જા—

તરંગિની— ૨૭

મેં જાણ્યું જે આ ઘર મારૂં, પ્રિય પ્રભુ સમાન;
આડીવાડીથી ઘર શોભાવ્યું, તેનું નથી ગુમાન-મને તો તેનું.

નામ પ્રમાણે બ્હાર બનાવ્યો, શ્રીમંતનો દમામ:
પૈતરૂં ઘરનું જાતે કરીને, રૂપ ખોયું તમામ—મેં તો રૂપ.
સ્થિતી પ્રમાણે સદા સંતોષી, માગ્યાં નવા ઇનામ;
તોપણ માથે ખાંખ મારી, લાવ્યા આ અવસાન—સ્વામી! લા.

તરલા— ૨૮

હું તો પરણી છું (૩) નવાં નવાં નિત્ય પતિથી લેવા લ્હાણું,
ત્યાં તો વાતે વાતે ઢંગ તમારા, જોતાં વ્હાયા વ્હાણું.

કોટિકાસ્ય—

નથી પઈસાના ઠેકાણું, કયાંથી લાવું રાણી લ્હાણું—હું તો.

તરલા—

મેં જાણ્યું જે કોડ મારા, પુરા પુરશે શાણા!
ત્યાં તો પરણી પહેલે આણે, જોઈ ઠાઠ પસ્તાણું;

કોટિકાસ્ય—

ઘરમાં એક છીપ્પર, બે પાણા ખખંડ ભાણું—હું તો.

તરલા—

હું માગીશ તે જોશે મુજને, નહી થાય પરીઆણું;
મન માન્યાં આભુષણ પહેરી, હરશું ફરશું રાણા!

કોટિકાસ્ય—

ઠાલી ઠકરાઈનાં ઠકરાણાં, છાણાં વિણો છાણાં—હું તો.

તરલા—ભાત ભાતના મીઠાં ભોજન, જોશે મજાનાં ખાણાં;
મોજ માણવા હું પરણી છું, નથી આવી દળવા દાણા;

કોટિકાસ્ય—

લુખા લાડુ ને ખાઓ ખાસડાં, સંસારમાં સપડાણાં—હું તો.

કોટિકાસ્ય— ૨૯

વાહવાહરે સલક્ષણું નાર! તમે ઠીક બતાવી બ્હાર—વાહ.
મૂલ ખરચતાં મળે નહિ એવું, તમે તો છુપું રતન!
રાજનું ઘરેણું રાજમાં શોભે, પાછા પધારો વતન—વાહ.
હેમલતામાં પિત્તળ પીગળ્યું, હસવું ને વળી હાણ!
છેતરબાજી સરખી રમાણી, મુરતમાં મોંકાણ—વાહ.

તરલા—લગ્નનાં ગીત રૂડી રીતે ગવાણાં, હથેવાળે જ્યારે પરણી;
આણાંના લ્હાણાં અહિં વહેંચાણા, હજી બાકી રહી છે અધરણી-વાહ

જયદ્રથ— ૩૦

કામે કળા પ્રસારી, જગતમાં કામે કળા પ્રસારી;
ચિંતન એનું કરતાં ક્ષણ તો, તુરત કરે અસવારી—જગતમાં.
સ્રીનિંદાની વાતો કરતાં, જોયા બહુ બ્રહ્મચારી;
મહામાયા મંત્ર મારે તો, બાવો બને ઘરબારી—જગતમાં.
નિર્જન વનમાં યોગ સાધતા, બેઠા બહુ ફળાહારી;
મધુર ગાન રંભાના સુણતાં, જાગ્રત થાય ખોખારી—જગતમાં.
ક્ષણ એક નજરે જોતાં એકાંતે, બુદ્ધિ બને વિકારી;
મહામુનીશ્વર ભોળા પલકમાં, તો ક્યાંથી બને સંસારી—જગતમાં.

ઉતરા— ૩૧

પ્રીતમને પેખતાં મારા, હૃદયમાં આવે ઉછાળા;

અભિમન્યુ—

વિલાસોના ઉમંગોમાં, તરંગોમાં ઝુલે બાળા—પ્રીતમને
પ્રીતિની વાંસળી વાગે, રસીલીનું હૃદય જાગે;
ઝુલેછે આજ અનુરાગે, અધીરી બ્હાવરી બાળા—પ્રીતમને

ઉતરા—ઝીણું ગાનો વીણા બોલે, જગત્ એ નાદમાં ડોલે;
ચડાવ્યું ચિત્ત ચકડોળે, તે જાદુગર વિણાવાળા–પ્રીતમને

ઉતરા— ૩૨

આવા દિવસો રહેશે ચિરકાળ !
સાંભરશે શું વ્હાલાને, વ્હાલીનાં વ્હાલ ?

અભિમન્યુ—

કાલા કાલા બોલોથી, મારૂં હૈયું ન બાલ;
વિસરાયે કેમ અંતરથી, આ વ્હાલીનું વ્હાલ–આવા.
અંધકારે સુર્ય છુપાય છે, પ્રારબ્ધ કેરા યોગથી;
પણ સ્મરણ તેને કમળનું, અંતર થકી ખસતું નથી;
વાદળ ચીરી અંધકારના, મળતો બીજે દીન હર્ષથી;
તેમ ભેદી કૌરવ વાદળો, મળશું પ્રિયા ઉત્કર્ષથી;
ઝીણું તારૂં સ્મરણ રહેશે સદાકાળ–આવા.

પાંડવ–વિરાટ–દ્રુપદ–વગેરે— ૩૩

જય જય યદુપતિ ? અર્પો સુમતિ, હસ્તિનાપુર જઈ તમે;
કૌરવ કુળપતિ, ભીષ્મ મહારથી, ટાળો ભાવિ આફતને;
બચાવો ભારત ધર્મોદ્ધાર, યુક્તિ પ્રયુક્તિથી વેર શમે;
સગાં સહોદર કરી અનાદર, એક બીજાના નહિ ગમે–જયજય.
વિનાશકાળે વિપરિત ભાળે, હિત વચન કદી નહિ ગમે;
સમસ્ત ભૂપતિ કરશે વિકૃતિ, કાળચક્ર ભલે સહુને દમે–જયજય.

વૃહન્નલા— ૩૪

અખિલ બ્રહ્માંડમાં, એક તું શ્રીહરિ ?
જૂજવે રૂપે આનંદ ભાસે;

દેહમાં દેવ તું, તેજમાં તત્વ તું,
શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે.
પવન તું પાણી તું, ભૂમિ તુ ભૂધરા!
વૃક્ષ થઇ ફુલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને,
શિવ થકી જીવ થયો એજ આશે–અખિલ
(નરસિંહ મહેતો)

યુદ્ધક્ષત્ર—

## ૩૫

દઉં આશિષ, વિજયવંત થઇશ;
ક્ષત્રિય ધર્મ કદી નવ ચૂકીશ–દઉં.
પગ પાછો કદી નવ ધરજે, પીઠ પાછળ ઘાથી નવ મરજે;
બાહુ બળથી રણ ગજવજે, વાહવાહ કહે એમ સંહરજે–દઉં
છે નિશ્ચય એક દીન મરવું, તો પછી યુદ્ધથી નવ ડરવું;
રણમાં મરણ હોય શૂરવીરનું, સ્વર્ગે જવું થાય એ નરવરનું–દઉં

અભિમન્યુ—

## ૩૬

હું અર્જુનનો બાલ, જાણો વિકાલ ખ્યાલ;
આપું યુદ્ધમાં ખ્યાલ, ચક્ર વ્યૂહને હું તોડી;
મુજ થાતા અપમાન, વેર વાળવાનું તાન;
લઈશ દુશ્મનોના જાન, ચક્ર વ્યુહને હું ફોડી;
છ કોઠાનું છે જ્ઞાન, સાતમામાં જાય પ્રાણ;
તોય ખેંચીશ કમાન, કૌરવની વચ્ચે દોડી.
વસ્ત્રાહરણ જવાળા થકી, ઉપજયો આ ઉત્પાત;
ચક્ર વ્યુહને ભેદવાથી, કાકા થશે રળીયાત–તો હું અર્જુ૦

ઉતરા— ૩૭

મને મારીને રથને ખેડોરે બાળા રાજારે;
કાં તો યુદ્ધમાં સાથે તેડોરે, બાળા રાજારે.
મને પારણું ઝુલાવ્યાના કોડરે, માગું સ્વામી તમ સરખી હું જોડરે;
હુંતો પાલવ પાથરી પાય લાગુંરે, નાથ? વિનવી વારંવાર માગુંરે.

અભિમન્યુ—

વિકટ વેળાએ આમ નવ છાજે, વીરાંગના બાળારે;
ઘોર નાદે સંગ્રામ પ્રિયા? ગાજે, વીરાંગના બાળારે:
પળમાં કૌરવ સંહારી પાછો આવું, વીરાંગના બાળારે;
વીર હાકે સંગ્રામને ગજાવું—વીરાંગના બાળારે.

ઉતરા—

મને સાથે સંગ્રામે લઇ જાઓરે-બાળા રાજારે,
નાથ! નમેરા આમ નહિ થાઓ—બાળા રાજારે.
વિજય વાટડીએ સ્વામિ સાથ આવુંરે-બાળા રાજારે,
વીર રમણીના નામને દીપાવુંરે-બાળા રાજારે.
લખ્યું હશે તો ભેળા થાશુંરે—બાળા રાજારે,
નહિ તો સ્વર્ગમાં સાથે જાશુંરે—બાળા રાજારે.

ઉતરા— ૩૮

પિયુ! એકલડા કયમ કીધો સ્વર્ગે વાસરે,
આપ વિના મન આકુળ વ્યાકુળ થાયજો-પિયુ.
ભર જોબનમાં ભાંગી મારી બેલડી,
સેજ સુંવાળી મુજને ખાવા ધાય જો-પિયુ!

વ્હાલા ! વસમી વાટ કરી ચાલ્યા ગયા,
ઓશીઆળી હું થઇ સાસરીયા માંજાજો-પિયુ !
અણુધાર્યો આ તુટયો આપણો યોગરે,
ધણી વગરના ઢોર સમાં કહેવાયજો-પિયુ !

હેમલતા-દુઃશીલા— ૩૯

મારા કેશર ભીના કંથ ! હો ! સિધાવોજી રણવાટ,
આંગણુ રણધ્વજ રોપાયો હો ! કુંજર ડોલે દ્વાર;
બંદીજનોની બિરદાવલી હો ! ગાજે ગઢ મોઝાર-મારા.
જય કલગીએ વળજો પ્રિયતમ ! ભીજશું ફાગે ચીરઃ
નહિંતો વિરને આશ્રમે મળશુ હો ! સુરગંગાને તીર-મા.
રાજ મુગટ ! રણરાજવી ! હો ! રણઘેલા ! રણધીર !
અધીરો ઘોડીલો થનગને નાથ ! વાગ્યાં રણ મહાવીર-મા.

વૃદ્ધક્ષત્ર—(વિમાનમાં બેસી સ્વર્ગે જતા) (કવિ ન્હાનાલાલ)

અંતે ભાવિ પ્રબળતા, આવી ઉભી રહે હજાર સંયોગે;
હોનહાર નહિ ચૂકે ઉદ્યમ કરો ભલે તન મન ભોગે.

